वीरप्रभुना शासनना स्तंभरूप श्रावकोमांना એક संघवी

# स्वर्गस्थ ફુલચંદભાઇ ફમળશીની સંક્ષિપ્ત જીવનરેખા.

સંઘવી ફુલચંદભાઇનો જન્મ વિ. સં. ૧૮૮૧ ની સાલમાં જામનગરમાં થયો હતો, ફક્ત ગામઠી નિશાળમાં ગુજરાતી અભ્યાસ કરી પ્રથમ લખતર સ્ટેટમાં નોકરી કરી ઉત્તમ ગુણોથી વધતાં વધતાં એ રાજ્યના મુખ્ય કારભારી થયા અને લખતર સ્ટેટના નામદાર ઠાકોર સાહેબ ઝાલા કરણસિંહજીના ઉદય સાથે તેમનો પણ ઉદય થતો ચાલ્યો, પોતાના ચારે પુત્રોને કેળવવા લક્ષ આપ્યું, મોટા પુત્ર જગજીવનદાસના પૌત્રો હાલ વિદ્યમાન છે, બીજા પુત્ર દલીચંદભાઇના પુત્રો વિદ્યમાન છે.

પરંતુ પિતાના નામ તથા હોદ્દાને દીપાવનાર ત્રીજા પુત્ર નેણશીભાઇ અત્યારે ૬૮ વર્ષની ઉમરના વિદ્યમાન છે, જેમણે પિતાની દીવાનગિરિની જગ્યા આજસુધી શોભાવી રાજ્યની અને પ્રજાની પ્રીતિ મેળવી છે, અન્તે આખી જીંદગી આ રાજ્યની સેવામાં અર્પેલી છે.

—: લખતરનું દેરાસર :—

અહીં દેરાસર નહોતું પણ એક ભવ્ય પ્રતિમા આદીશ્વરપ્રભુની સં. ૧૯૦૩ માં નીકળી, તે હાલના દેરાસર પછવાડે એક ઓરડામાં બિરાજમાન હતી, તથા વખારીયા હીરાભાઇ શ્રાવકનું એક ઘર હતું અને નગરશેઠ પ્રેમાભાઇ હેમાભાઇની પેઢી હતી, આ ફુલચંદભાઇના પ્રયાસથી સં. ૧૯૩૦ ની સાલમાં ટીપ થઇ અને હાલનું શિખરબંધી દેરાસર તૈયાર થયું. ગામના ઉદયથી આજુબાજુના ગામના શ્રાવકો અહીં રહેવા આવ્યા અને સં. ૧૯૩૬ ના શ્રાવણ વદિ ૮ મે ફુલચંદભાઇના ખર્ચથી અમદાવાદના ઝવેરી છોટાલાલભાઇ

સમજાવ્યા છે, અર્થાત્ તેથી ગૃહસ્થ પણ સદ્ગતિ પામી અનુક્રમે સાત આઠ ભવમાં અવશ્ય મોક્ષગતિ પામી શકે છે એમ જણાવ્યું છે.

૩૦૯ મા શ્લોકમાં પ્રશમરતિ ( વૈરાગ્યરંગ ) થી સર્વ કોઇ આત્માર્થીજનોને એકાંત હિત થાય છે એમ જણાવ્યું છે.

૩૧૦ થી ૩૧૨ શ્લોક સુધીમાં ગ્રંથનો ઉપસંહાર કરતાં ગ્રંથકારે સજ્જનો પ્રતિ પ્રસ્તુત ગ્રંથમાં જે કંઇ ખામી રહેલી માલમ પડે તેની ઉપેક્ષા કરી, તે માટે ક્ષમા કરી, તેમાંથી રાજહંસની પેરે ગુણમાત્ર ગ્રહણ કરવા અને પવિત્ર શાન્ત રસનું આસ્વાદન કરવા ખાસ વિનંતિ કરી છે.

૩૧૩ મા શ્લોકમાં સર્વ સુખદાયી, સર્વાર્થસિદ્ધિકારી અને સર્વ ગુણ પ્રાપ્તિ માટે પ્રબળ સાધનભૂત એવા શ્રી જિનશાસનની સ્તુતિ કરી છે. અહીં આ ગ્રંથની સમાપ્તિ થાય છે.

એ રીતે વૈરાગ્ય રસ પોષક અનેક ઉપયોગી વિષયોનું ગ્રંથકારે સમર્થ રીતે પ્રતિપાદન કરેલું છે.

એકાન્ત મોક્ષસુખના અર્થી એવા મુમુક્ષુ—મુનિજનોને પ્રસ્તુત ગ્રંથ અતિ ઉપયોગી છે તેથી તેમજ તત્ત્વજીજ્ઞાસુ એવા ગૃહસ્થ જનોને પણ તે તત્ત્વનિર્ણયને માટે અતિ ઉપયોગી હોવાથી સર્વ ભવ્યજનો શ્રવણ મનન નિદિધ્યાસન દ્વારા તેનો યથાર્થ પરમાર્થ પામી, સ્વકર્તવ્યપરાયણ થાય એમ અંતઃકરણથી ઇચ્છી અત્ર વિરમું છું.

પ્રશમસુખાર્થી સદ્ગુણાનુરાગી કર્પૂરવિજયજી.

શુકલધ્યાનયોગે ક્ષપકશ્રેણિ ઉપર આરૂઢ થઇ જેવી રીતે કર્મનું ઉન્મૂલન કરી કેવલજ્ઞાનાદિક શાશ્વત ઋદ્ધિ પામીને અક્ષય અવ્યાબાધ એવા મોક્ષસુખને પામે છે તેનું વર્ણન કર્યું છે.

૨૭૨ થી ૨૭૬ શ્લોક પર્યંત કેવલી ભગવાનને આયુષ્યથી નામ, ગોત્ર અને વેદનીય કર્મ અધિકતર હોય તો તે અવશિષ્ટ કર્મને સમ કરવાને (આયુષ્યની સાથેજ સઘળાં કર્મ ભોગવી લેવાય તેવાં કરી નાંખવાને) કેવળી સમુદ્ઘાત રૂપ એટલે જે પ્રયત્નવિશેષ કરવામાં આવે છે તે સમુદ્ઘાતનું સ્વરૂપ પ્રતિપાદન કરેલું છે.

૨૭૭ થી ૨૮૨ શ્લોક પર્યંત કેવળી સમુદ્ઘાતથી નિવૃત્ત થયા બાદ કેવલી ભગવાન જેવી રીતે સંપૂર્ણ યોગનો નિરોધ કરે છે તે ક્રમ બતાવ્યો છે.

૨૮૩ થી ૨૯૫ શ્લોક પર્યંત યોગનિરોધ કર્યા બાદ કેવલી ભગવાન પાંચ હ્રસ્વસ્વરના ઉચ્ચાર પ્રમાણ કાળવાળી શૈલેશી (૧૪ મા ગુણસ્થાનક)ને પામી, સમયે સમયે સત્તાગત અવશિષ્ટ અશેષ પ્રકૃતિને ખપાવી દઇ, દેહાતીત થઇ, છેવટ એક સમય માત્રમાં સમશ્રેણિએ લોકાગ્રસ્થાને પહોંચી, સમસ્ત જન્મ જરા અને મરણથી મુક્ત થઇ, સાદિઅનંત, અનુપમ, અવ્યાબાધ સુખનો આસ્વાદ કરે છે તે વાત પ્રમાણથી સિદ્ધ કરી બતાવી છે.

૨૯૬ થી ૩૦૧ શ્લોક પર્યંત જે મુનિ સંપૂર્ણ સામગ્રીની ખામીથી આવો પ્રબલ પુરૂષાર્થ કરી શક્યા ન હોય તે પણ યથાશક્તિ તપ જપ સંયમના પ્રભાવે સદ્ગતિને સાધી અનુક્રમે અલ્પકાળમાં મોક્ષગતિ પામી શકે છે એમ બતાવ્યું છે.

૩૦૨ થી ૩૦૮ શ્લોક સુધીમાં જે ભવ્યજીવો મુનિમાર્ગ પાળવાને અસમર્થ હોઇ ગૃહસ્થાશ્રમમાં રહીને પણ જિન આજ્ઞાને યથાશક્તિ પાળવા અભિરૂચિવાળા છે તેવા શ્રાવક જનોને યોગ્ય સંક્ષેપમાં માર્ગ બતાવી તેથી પ્રત્યક્ષ અને પરોક્ષ થતા લાભ

સતત ઉદ્યમ કરતા ભલામણ કરી છેવટે ગ્રંથકારે સિદ્ધ કરી બતાવ્યું છે કે– 'જે મોક્ષમાર્ગનું સારી રીતે પ્રતિપાદન કરે અને દુર્ગતિથી બચાવે તેજ ખરાં શાસ્ત્ર અને તે સર્વજ્ઞ પ્રભુનાં વચનરૂપજ હોઇ શકે.'

૧૮૯ થી ૧૯૨ શ્લોક સુધી જીવાજીવાદિક નવ પદાર્થો (તત્ત્વો) પૈકી જીવતત્ત્વના અનેક ભેદો દર્શાવ્યા છે.

૧૯૪ થી ૧૯૫ શ્લોક સુધી સાકાર (જ્ઞાન) અને અનાકાર (દર્શન) એમ બે પ્રકારના ઉપયોગ કહી, તે દરેકના અનુક્રમે આઠ તથા ચાર ભેદ બતાવ્યા છે.

૧૯૬ થી ૧૯૭ શ્લોક સુધી ઔદયિક, પારિણામિક, ઔપશમિક, ક્ષાયિક અને ક્ષાયોપશમિક એ પાંચ ભાવો તથા તે પાંચેના મિશ્રણથી થયેલો સાન્નિપાતિક નામનો છઠ્ઠો ભાવ બતાવેલો છે.

૧૯૮ થી ૨૨૭ શ્લોક પર્યંત જીવાદિક ષટ્ દ્રવ્યોનું સ્વરૂપ પ્રતિપાદન કરતાં, પ્રસંગે કયા કયા દ્રવ્ય કયા કયા ભાવમાં વર્તે છે તે તથા ઊર્ધ્વલોક, અધોલોક અને તિર્યગ્લોકનું ટુંકું સ્વરૂપ તેમજ નવે પદાર્થોનું સંક્ષિપ્ત સ્વરૂપ આપી, છેવટે સમ્યગ્ દર્શન એટલે સમ્યક્ત્વ અને જ્ઞાનનું સવિસ્તર બયાન આપ્યું છે.

૨૨૮ થી ૨૪૨ શ્લોકપર્યંત ચારિત્રના ભેદો, તેની યથાયોગ્ય આરાધના પ્રમાણે આત્માને સંભવતા લાભ, તથા છેવટ પ્રશમ ગુણનું માહાત્મ્ય અને તેના યોગથી આત્માને થતું અવર્ણ્ય સુખ સંક્ષેપથી વર્ણવ્યું છે.

૨૪૩ થી ૨૪૫ સુધી શીલાંગરથના ધોરી એવા મુનિના આચાર સંબંધી જે ૧૮૦૦૦ ભેદ થાય છે તે પ્રાપ્ત કરવાના ઉપાય બતાવ્યા છે. તથા તેવો સદાચાર સાવધાનપણે સેવનાર ધર્મધ્યાનના યોગે ખરો વૈરાગ્ય પામે છે તે જણાવ્યું છે.

૨૪૬ થી ૨૭૧ શ્લોક સુધી ધર્મધ્યાનના ભેદનું સ્વરૂપ, શુદ્ધ ચારિત્રપાત્ર મુનિની દશા અને એવા અપ્રમત્તમુનિ અનુક્રમે

૩૪ થી ૩૮ શ્લોક સુધી પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશના ભેદે કર્મબંધની વિચિત્રતા તથા તેમ થવાનાં મુખ્ય કારણ બતાવ્યાં છે.

૩૯ થી ૭૯ શ્લોક સુધી પાંચે ઇંદ્રિયોના વિષયસુખને વશ થવાથી થતી જીવની ખુવારી અને તેનેજ સ્વવશ કરવાથી થતું સ્વાભાવિક સુખ વખાણ્યું છે.

૮૦ થી ૧૦૧ શ્લોક સુધી આઠે પ્રકારના મદ કરવાથી જીવને આ ભવમાં તથા પરભવમાં જે જે અનર્થ થવા સંભવે છે તે દેખાડી આપ્યા છે.

શ્લોક ૧૦૨ થી ૧૪૮ સુધી ઇંદ્રિયજન્ય વિષયસુખને કિંપાક ફળની જેવાં પરિણામે દુઃખદાયી જાણી તેથી વિરક્ત થઇ પંચવિધ આચારને રૂડી રીતે આરાધવા બનતો ઉદ્યમ કરવા સહુને, તેમાં વિશેષ કરીને સાધુ નિર્ગ્રંથને સારી રીતે સમજાવી તેને સ્વ નિર્ગ્રંથતા સાર્થક કરવા ભલામણ કરી છે.

૧૪૯ થી ૧૬૬ શ્લોક સુધી અનિત્યપણું, અશરણપણું વિગેરે બાર પ્રકારની ભાવનાનું સૂક્ષ્મરીતે મનન કરી, સંયમ-માર્ગમાં બાધકકારી એવા વિષયકષાયાદિક વિકારોને વારવા મુમુક્ષુ જીવોને ભલામણ કરી છે.

૧૬૭ થી ૧૮૧ શ્લોક સુધી ક્ષમા, માર્દવ, આર્જવ પ્રમુખ દશવિધ યતિધર્મને યથાવિધ આરાધી, રાગ દ્વેષ અને મોહાદિક પ્રબળ દોષોને દૂર કરી, ઉત્તમ સાધનયોગે વૈરાગ્યવાસનાની વૃદ્ધિ કરવા શાસ્ત્રકારે આગ્રહ કર્યો છે.

૧૮૨ થી ૧૮૮ શ્લોકપર્યંત વિકથાદિક પ્રમાદ દૂર કરી, જેથી ભવ્યજનો ધર્મપ્રતિ આવર્જિત (આકર્ષિત) થાય એવી ધર્મના માર્ગે દોરનારી કથા શ્રોતાજનોને સંભળાવવા, અભિનવ શાસ્ત્રો ભણવા ભણાવવા તથા તેના ગૂઢ રહસ્યના ચિંતન માટે

સચોટ અસર કરી શકે તેમ છે. આવી બુદ્ધિથી સંસ્કૃત થયેલો છે કે તે ગમે તેવા કઠોર દીલવાળા અભ્યાસી ઉપર પણ સચોટ અસર કરી શકે તેમ છે. આવી બુદ્ધિથી સંસ્કૃત ભાષાના અભ્યાસી માટે પ્રશમરતિ ગ્રંથનું મૂળ અને ભાષાન્તરોપજીવી માટે મૂળ ગ્રંથનો અનુવાદ દાખલ કરવામાં આવ્યો છે. આ ગ્રંથનો સવિસ્તર પ્રસ્તુત અનુવાદ મૂળ ગ્રંથ ઉપરની પૂર્વ આચાર્ય કૃત ટીકાનો આશ્રય લઇને કરવામા આવ્યો છે. આ અતિ ઉપયોગી વિષયમા પ્રવેશ કરનારને કંઇક વધારે સરલતા થાય એટલા માટે પ્રથમ આ ગ્રંથમાં કયા કયા અધિકાર, કેટલા કેટલા શ્લોકમાં સમાવેલા છે તેનું અહીં વિવરણ કર્યું છે.

શિષ્ટાચાર પ્રમાણે ગ્રંથનો આરંભ કરતા ગ્રંથકાર શ્રી ઉમાસ્વાતિ વાચકમુખ્યે વિશ્વવંદિત શ્રી અરિહંતાદિક પંચ પરમેષ્ઠીને પ્રણામ કર્યો છે, ત્યારબાદ ગ્રથનો વિષય, તેનું પ્રયોજન વિગેરે પ્રકાશતા ગ્રંથકારે પોતે મહા સમર્થ જ્ઞાની છતાં હરકોઇ વિદ્વાનને ચકિત કરી નાંખે એવી લઘુતા બતાવી કોઇ પણ મુમુક્ષુ જનને મોક્ષપ્રાપ્તિ માટે કરવા યોગ્ય પ્રયત્ન સફળ થવા માટે ખાસ કરીને હૃદયમા ધારી રાખવા યોગ્ય–ભૂલી નહિ જવા યોગ્ય, આત્માને ઉપકારી અને અપકારી ગુણદોષનુ સ્મરણ કરાવી પ્રથમ પીઠબંધ પૂર્ણ કરી સ્વ ઉપદેશશ્રેણિનો સમારંભ કરેલો છે. આટલા સુધીમાં ગ્રંથકાર એવાં એવાં ઉત્તમ દષ્ટાંતોવડે જિજ્ઞાસુ શ્રોતાજનોનું મન આકર્ષે છે કે તેથી શ્રોતાજનો એકચિત્તે તેઓશ્રીના ઉપદેશામૃતનું પ્રેમપુર્વક પાન કરવા અત્યંત આતુર થઇ રહે. (અહીં સુધી ૧૯ શ્લોક પૂરા થયેલા છે.)

ત્યાર બાદ શ્લોક ૨૦ થી ૨૩ સુધીમાં કેવાં અવળાં આચરણથી આત્મા કષાયી કહેવાય છે તે જણાવ્યું છે.

૨૪ થી ૩૦ શ્લોક સુધી ક્રોધાદિ કષાયથી થતા અનર્થ બતાવ્યા છે.

૩૧ થી ૩૩ શ્લોક સુધી રાગ દ્વેષનું સ્વરૂપ કહેલું છે.

# પ્રસ્તાવના.

શ્રી જિનેશ્વર પ્રભુના પવિત્ર વચનાનુસારે વૈરાગ્યમાર્ગના દર્શક એવા પૂર્વ મહાપુરૂષકૃત અનેક ગ્રંથોને અનુસરી આ પ્રશમરતિ ગ્રંથ અનૂન દશપૂર્વધર મહાસમર્થ જ્ઞાની વાચકમુખ્ય શ્રી ઉમાસ્વાતિકૃત હોવાથી પ્રાચીન હોવા સાથે અત્યંત ઉપકારક છે.

પ્રસ્તુત ગ્રંથમાં વૈરાગ્ય માર્ગ–વૈરાગ્યપ્રાપ્તિના કારણ સંક્ષેપથી પણ એવી સરસ રીતે પોષ્યાં છે કે આત્માર્થી જીવ ઉપર તેની વીજલીક અસર થયા વિના રહેજ નહિ, ઉપદેશમાળાની પેરે આ ગ્રંથમાં પણ પ્રસંગોપાત અનેક ઉપયોગી વિષયોને ચર્ચી મોક્ષપર્યંત તત્ત્વનો નિર્ણય કરી ગ્રંથકારે ભવ્યજનોપ્રતિ પ્રશમરતિજન્ય સુખ જ સહજ સ્વાભાવિક છે એમ હસ્તામલકની જેમ બતાવી આપ્યું છે.

આ અતિ ઉત્તમ ગ્રંથમાં મુખ્ય ૨૨ અધિકારો સમાવેલા છે. ૧ પીઠબંધ, ૨ કષાય, ૩ રાગાદિક, ૪ અષ્ટવિધ કર્મ, ૫ પાંચ ઈંદ્રિયોના વિષયો, ૬ આઠ મદ, ૭ આચાર, ૮ ભાવના, ૯ દશવિધ ધર્મ, ૧૦ તદર્થે સારભૂત ધર્મકથા, ૧૧ જીવાદિક નવ તત્ત્વ, ૧૨ ઉપયોગો, ૧૩ ભાવ, ૧૪ ષટ્દ્રવ્ય, ૧૫ ચરણ ( સંયમ–ચારિત્ર ), ૧૬ શીલાંગ ( શીલના ૧૮૦૦૦ ભેદ ), ૧૭ નિર્મળ ધ્યાન, ૧૮ ક્ષપકશ્રેણિ, ૧૯ સમુદ્ઘાત, ૨૦ યોગનિરોધ, ૨૧ શિવ ( મોક્ષ ) ગમન વિધાન અને ૨૨ અંતફલ. એ આ ગ્રંથમાં મુખ્યપણે કથેલા ૨૨ અધિકારો છે. ઉક્ત 'મુખ્ય અધિકારોમાં શુદ્ધ વૈરાગ્યના સંબંધે કથવા યોગ્ય સર્વ બાબતોનો બહુધા સમાવેશ થઇ જાય છે. ઉક્ત અધિકારોનો ઉલ્લેખ એક એવા સમર્થ જ્ઞાની અને વૈરાગ્યવંત મહાત્માના હૃદયધ્વનિથી

શ્રેણિક મહારાજે કાઢેલી છે અને ડાક્ટર પીટર્સનના ત્રીજા રિપોર્ટમાં જણાવ્યા પ્રમાણે તેમના શિષ્ય શ્યામાચાર્ય વીરપ્રભુ પછી ૩૭૬ કે ૩૮૬ વર્ષે સ્વર્ગવાસી થયા છે. એટલે પટ્ટાવલીમાં બલિસ્સહના શિષ્ય અને શ્યામાચાર્યના ગુરૂ સ્વાતિ એમ લખેલ છે, તે સ્વાતિ ને આ ઉમાસ્વાતિ એક હોવાનો સંભવ નથી. કારણ કે બલિસ્સહ તો વીરપ્રભુની આઠમી પાટે થયેલા આર્યમહાગિરિના શિષ્ય છે.

આ સંબંધની વધારે ચર્ચામાં ન ઉતરતાં તેના ઇચ્છકે પૂર્વોક્ત પરિચય તેમજ તત્ત્વાર્થાધિગમસૂત્રની ટીકાની પ્રસ્તાવના વિગેરે જોવું.

આ ગ્રંથ ઘણોજ ઉપયોગી અને હિતકારક છે. તેમાં અનેક અધિકારો સમાવેલા છે. તે વિષે સ. મુ. કર્પૂરવિજયજીએ ઉપર જણાવેલ મેસાણાથી પ્રસિદ્ધ થયેલ બુકમાં પ્રસ્તાવના લખેલી છે તેમાં શ્લોક સંખ્યા સાથે વિસ્તારથી ઉલ્લેખ છે. તે અમે આ સાથે સામેલ રાખી છે. તે વાંચી લેવા તસ્દી લેવી, આટલું લખી આ ટુંક નિવેદન સમાપ્ત કરવામાં આવે છે.

| | |
|---|---|
| સં. ૧૯૮૮ | શ્રી જૈન ધર્મ પ્રસારક સભા. |
| માગશર શુદિ. ૧૧ | ભાવનગર. |



આ ગ્રંથના કર્ત્તા શ્રી ઉમાસ્વાતિ વાચક દશપૂર્વધર અને ૫૦૦ ગ્રંથ (પ્રકરણ) ના પ્રણેતા છે. જેમના કરેલા ગ્રંથોમાંથી હાલ તો માત્ર તત્ત્વાર્થાધિગમસૂત્ર ( સભાષ્ય ), પ્રશમરતિ, શ્રાવકપ્રજ્ઞપ્તિ, જંબૂદ્વીપ સમાસ-પ્રકરણ, પૂજાપ્રકરણ, ક્ષેત્રવિચાર વિગેરે ઉપલબ્ધ છે. બીજા મોટી સંખ્યાના ગ્રંથોના નામો પણ ઉપલબ્ધ નથી. એમના સંબંધમાં તત્ત્વાર્થસૂત્રના અનુવાદક પંડિત સુખલાલજીએ પરિચયના મથાળાનીચે ઘણા વિસ્તારથી ( પૃષ્ટ. ૯૮ માં ) ઉલ્લેખ કરેલો છે. તે ખાસ વાંચવાલાયક છે આ મહાપુરૂષ શ્વેતાંબર ને દિગંબર બંને આમ્નાયમાં સરખા માનનીય છે. એમના કરેલા તત્ત્વાર્થાધિગમસૂત્ર ઉપર શ્વેતાંબર આમ્નાયમાં શ્રી સિદ્ધસેનસૂરિએ બહુ વિસ્તારવાળી વૃત્તિ રચી છે તે છપાયેલ છે. તેમજ દિગંબર આમ્નાયમાં પણ બે ત્રણ વૃત્તિઓ રચાયેલ છે. પ્રથમ દિગંબરો તેઓને ઉમાસ્વામી કહેતા હતા પરંતુ હવે તો તેઓએ પણ ઉમાસ્વાતિ નામનો સ્વીકાર કર્યો છે.

આ ગ્રંથકર્ત્તા ક્યારે થયા ? તે સંબંધમાં જુદા જુદા ઉલ્લેખો ઉપલબ્ધ છે, પણ તે બધામાં ખાસ વિશેષ પ્રતિષ્ઠાપાત્ર તેમણે પોતેજ તત્ત્વાર્થાધિગમની અંતે લખેલ ટુંક પ્રશસ્તિ છે. તેમાં તેઓશ્રી જણાવે છે તે પ્રમાણે-તેમના દીક્ષાગુરૂ અગ્યાર અંગના ધારક શ્રી ઘોષનંદિ શ્રમણ હતા. પ્રગુરૂ-ગુરૂના ગુરૂ વાચકમુખ્ય શીવશ્રી હતા. વાચનાથી એટલે વિદ્યાગ્રહણની દૃષ્ટિએ તેમના ગુરૂ મૂલ નામક વાચકાચાર્ય અને પ્રગુરૂ મહાવાચક મુંડપાદ ક્ષમણ હતા. તેઓ ગોત્રે કૌભીષણિ હતા. સ્વાતિ પિતા ને વાત્સી માતાના પુત્ર હતા. ( માતાનું બીજું નામ ઉમા સંભવે છે, કારણ કે તેઓ માતાપિતાના નામથી જ ઉમાસ્વાતિ કહેવાયા છે. ) જેમનો જન્મ ન્યગ્રોધિકા ગામમાં થયો હતો. જેઓ ઉચ્ચનાગરી શાખાના હતા, તે ઉમાસ્વાતિ વાચકે વિહાર કરતાં કરતાં કુસુમપુર-પાટલીપુત્ર નામના મહાનગરમાં આવીને તત્ત્વાર્થાધિગમ નામનો ગ્રંથ રચેલો છે.

આ ઉચ્ચનાગરી શાખા કલ્પસુત્રમાં આપેલ સ્થવિરાવલી મુજબ મહાવીરસ્વામીથી બારમી પાટે થયેલા આર્યશાંતિ

# પ્રકાશક તરફનું નિવેદન.



આ પ્રશમરતિ ગ્રંથ પ્રથમ સં. ૧૯૬૬ માં ટીકા અને અવચુરિ સાથે અમારી સભા તરફથી જ પ્રગટ થયેલ છે. તેજ વર્ષમાં તેનું મૂળ અને ગુજરાતી ભાષાંતર વિવેચન સાથે શ્રી મેસાણા જૈન શ્રેયસ્કર મંડળ તરફથી પ્રગટ થયેલ છે. તે ગ્રંથનું મૂળમાત્ર સં. ૧૯૬૦ મા વકીલ કેશવલાલ પ્રેમચંદે છપાવેલ છે. અમે ટીકાની સાથે વિવરણ પણ સંસ્કૃત આપેલું છે જેનું બીજું નામ અવચુરિ છે અને તે સં. ૧૧૮૫ માં શ્રી હરિભદ્રસૂરિએ રચેલ છે. તે હરિભદ્રસૂરિ બીજા સંભવે છે. ટીકાકારનું નામ ઉપલબ્ધ નથી. આ ગ્રંથ ઉપર બીજી પણ ટીકાઓ હોવી સંભવે છે પણ તે કોનીકોની કરેલી છે તે કહેવાનું સાધન નથી. આ પ્રયાસ તો પ્રથમ શ્રી જૈન ધર્મ પ્રકાશમા પુ. ૨૬ માં એક અંકમાં, પુ. ૨૮ માં બે અંકમાં, પુ. ૨૯ માં એક અંકમાં, પુ. ૩૨ માં આઠ અંકમાં ને પુ. ૩૩ મા સાત અંકમાં–કુલ ૧૯ અંકમા મૂળ શાસ્ત્રી ને અર્થ–વિવરણ સદ્દગુણાનુરાગી મુનિ કર્પૂરવિજયજીના લખેલા ગુજરાતી ટાઇપથી છપાયેલ છે તેનું જ અનુકરણ છે. તે સહુ આત્માર્થી સાધુસાધ્વીઓને વ્યાખ્યાન પ્રસંગે તેમજ સ્વાધ્યાય કરવાને પ્રસંગે ઉપયોગી થાય તેટલા માટે શાસ્ત્રી ટાઇપથી અને પ્રતાકારે છપાવેલ છે.

આ ગ્રંથ છપાવવામા આર્થિક સહાય સદ્દગુણાનુરાગી મુનિ કર્પૂરવિજયજી મહારાજના ઉપદેશથી સંઘવી નેણશીભાઇએ પોતાના પિતાશ્રી પુલચંદભાઇ કે જેઓ શ્રાવકની કોટિમા ઉંચી પંક્તિએ ગણાવા યોગ્ય થઇ ગયા છે તેમના નામસ્મરણાર્થે અને શ્રેયાર્થે તેમના વારસો તરફથી કરી છે.





અનુવાદક—

સદ્‌ગુણાનુરાગી મુનિવર્ય

શ્રી કર્પૂરવિજયજી મહારાજ.

આર્થિક સહાયકના પિતા,

સંઘવી ફુલચંદભાઇ કમળશી

લખતર સ્ટેટના માજી કારભારી.





ॐ

# मंगलाचरणम् ।

जयइ जगजीवजोणी–वियाणओ जगगुरू जगाणंदो । जगणाहो जगबंधू, जयइ जगप्पियामहो भयवं ॥ १ ॥
जयइ सुआणं पभवो, तित्थयराणं अपच्छिमो जयइ । जयइ गुरू लोगाणं, जयइ महप्पा महावीरो ॥ २ ॥

( नन्दीसूत्र )

ॐकारं विन्दुसंयुक्तं, नित्यं ध्यायन्ति योगिनः । कामदं मोक्षदं चैव, ॐकाराय नमोनमः ॥ १ ॥

अज्ञानतिमिरान्धानां, ज्ञानांजनशलाकया । नेत्रमुन्मीलितं येन, तस्मै श्री गुरवे नमः ॥

શ્રીમાન્ ઉમાસ્વાતિ વાચક વિરચિત—

# શ્રી પ્રશમરતિ પ્રકરણમ્

સદ્ગુણાનુરાગી મુનિશ્રી કર્પૂરવિજયજીએ લખેલા અર્થ વિવેચન યુક્ત—

આર્થિક સહાયક—શ્રી લખતર નિવાસી-સંઘવી નેણશીભાઇ ફુલચંદ વગેરે બંધુઓ—
સદ્ગત સંઘવી ફુલચંદભાઇ કમળશીના સ્મરણાર્થે [illegible] શ્રેયાર્થે.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા—ભાવનગર.

વિક્રમ સંવત ૧૯૮૮
વીર સંવત ૨૪૫૮
મુદ્રક—શાહ ગુલાબચંદ લલ્લુભાઇ. આનંદ પ્રીન્ટીંગ પ્રેસ—ભાવનગર.

॥ ॐ ॥

અમદાવાદ-ઝાપડાની પોળ-નિવાસી

**શેઠ મોહનલાલ છોટાલાલ તરફથી**

તેમનાં ધર્મપત્ની

**માણેકબાઇએ**

નવપદજીની ઓળી

જ્ઞાન પંચમી, મૌન એકાદશી. વીશ-સ્થાનક અને રોહિણીનો તપ કરેલો

卐 તે નિમિત્તે કરેલા ઉજમણામાં 卐

જ્ઞાનભક્તિ નિમિત્તે આ પુસ્તક સ્થાપન કરવામાં આવેલ છે. વિક્રમ સં. ૧૯૮૫

॥ श्रीवर्द्धमान-सत्य-नीति-हर्षसूरि जैन-ग्रन्थमाला पुष्प नं. १२ ॥

॥ ॐ ह्रीं श्रीधरणेन्द्र-पद्मावतीसहिताय श्रीशंखेश्वरपार्श्वनाथाय नमः ॥

॥ चान्द्रकुल-तपागच्छ-संविग्नशाखाग्रणी जिनागमरहस्यवेदी सुविहित-आचार्यश्रीविजयहर्षसूरिपादपद्मेभ्यो नमः ॥

अध्यात्मयोगी श्रीमत्-चिदानन्दजी विरचिता

# ॥ श्रीप्रश्नोत्तर-रत्नमाला ॥

सदुपदेशकः—पूज्यपाद आचार्यश्री विजयमहेन्द्रसूरिजीमहाराजना शिष्य मुनिश्री श्रीकान्तविजयजी.

संपादकः—अमृतलाल मोहनलाल संघवी, व्याकरणतीर्थ-वैयाकरणभूषण, हठीभाईनी वाडी, अमदावाद.

प्रकाशकः—श्रीनीतिविजयजैन सेवासमाजना मंत्री शा. पीतांबरदास मगनलाल, शामळानी पोळ, अमदावाद.

प्रथम आवृत्ति ] मूल्य—पठन-पाठन [ प्रति ५००

मुद्रक : जयंति घेलाभाई दलाल, वसत प्रिन्टींग प्रेस, घीकांटा रोड, घेलाभाईनी वाडी-अमदावाद.

# अ ⊠ नु ⊠ क ⊠ म ⊠ णि ⊠ का.

## ११४ प्रश्नो अने तेना उत्तरो.

# योगी-सम्राट् श्रीमान् चिदानंदजी महाराज संबंधी टूंक परिचय

यद्यपि छेल्ली सदीमां वियमान परमपूज्य योगीराज श्रीमद् चिदानंदजी महाराजना जन्मस्थान, गृहस्थाश्रम, नाम अने वंशादि संबंधी रजुमुधी कंइपण परिचय मळयो नथी, ए एक आश्चर्यकारक अने अजायब घटना छे, छतां तेमनी जे जे कृतिओ सांपडे छे ते उपरथी तेमना जीवननो, तेमना अभ्यासनो, तेमना चरित्रनो अने तेमनी योगशास्त्रनो पारंगततानो परिचय थया विना रहेतो नथी.

साधु जीवनना बे नामो तेमनी कृतिओ उपरथी तारवी शकाय छे, एक श्रीमान् कर्पूरविजयजी अने बीजुं श्रीमान् चिदानन्दजी.

आत्ममस्तीमां महालता आ योगीराजे पोताना पूर्वना संसार संबंधी तमाम परिचयो प्रायः छूपावी दीधा छे, निःस्वार्थ मनोवृत्तिवाळा आ योगीराजे रजः मात्र पण जाणे छोडेला संसार साथे लेवा-देवा न होय तेम कोइ जग्याए, कोइ काव्यमांथी के कोइपण कृतिमांथी तल मात्र पण पूर्वनो परिचय करवाने स्थान आप्युं नथी, अने ए सिद्ध करी आप्युं छे के कलिकालमां पण त्यागीओ, ऋषिओ, महर्षिओ, निर्ममत्वीओ, निर्मोहीओ अने योगीओ पाके छे अने जिनेश्वर भगवानना निष्कंटक मार्गने पामी, जीवनमां उतारी, परिणमी परिपक्वपणाने पामी वीतराग धर्मने अनुसरी साचा त्यागी निःस्वार्थ बनी शके छे.

यद्यपि पूज्य चिदानंदजीनी पूर्वे आपणने योगीगणनो परिचय आपनार व्यक्तिओमां श्रीमान् उपाध्यायजी महाराज श्रीमद् यशोविजयजी महाराज, पूज्य उपाध्यायजी महाराजश्री विनयविजयजी महाराज अने श्रीमान् आनन्दघनजी महाराजना नामो मोखरे छे, अने जेम संसारथी दूर होय तेम श्रीमान् चिदानंदजी महाराजनी जेम पूज्य आनंदघनजी महाराज पण एवीज रीते संसारथी अलिप्तदशामां आपणने सांपडे छे, मात्र तेवी व्यक्ति संसारपट उपर निपजी छे, आत्मप्रकाश बताव्यो छे अने मायावी संसारने अने तेमने जाणे कंइपण लेवा-देवा

न होय तेम अंतरध्यान पण पामी छे, मात्र आपणी पासे होय तो केवळ तेमनो साहित्य वारसो ज छे अने तेथी ज करीने नित्य उगता अने आथमता गगनांगणना तारकाओनी जेम आ व्यक्तिओ उगीने आथमी गइ छे अने मात्र तेमनो ज्ञानभानु, ज्ञानराशिचंदनो प्रकाश स्थिर रूपे ज मूकी गइ छे एम जणाया विना रहेतुं नथी.

तेमनी कृतिओ उपरथी जणाइ आवे छे के आ कोइ सामान्य के असाधारण व्यक्ति नथी के गोखणीया ज्ञानने पामेली व्यक्ति नथी, परन्तु जेओना रोमे रोममां, अणुए अणुमां आठे आठ योगना अंगो पार पाम्या होय तेम जणाइ आवे छे.

जेओनी उच्च कृतिओना एक एक पदने अनुसरी एक एक ग्रंथ बने तेवो छे, तेओनी कृतिना अर्थगौरवमां तो चारे वेद, गीता, अगोचर आगमशास्त्र, पुराणशास्त्र अने स्मृतिशास्त्र पण समाइ गयेला छे. स्वाति नक्षत्रनो योग पामी वर्षानुं जळबिंदु जेम छीपलीमां मोतीरूपे परिणमे छे तेम कोइपण व्यक्ति संसार समुद्रमा कोइ उत्तम क्षणे आ कृतिनो लव–बिंदु पामी पोतानी जीवननैयाने मोतीरूप बनावी शके छे. महान् योगीसम्राट् श्रीमान् चिदानदजी महाराजना परिचायक अवशेषो आपणी नजर समक्ष मूकता आश्चर्यमुग्ध थवा साथे ते मार्गनुं अवलोकन करवा घडीभर तो मन थइ जाय छे. श्रीमान् चिदानंदजी योगीनी कृतिओ– १ चिदानन्दजी बावनी ( बहोतेरी ), २ स्वरोदय ज्ञान. ३ पुद्गलगीता, ४ छुटक सवैया, ५ अध्यात्म बावनी, ६ दया छत्रीशी, ७ अने प्रश्नोत्तर–रत्नमाला, विगेरे आठ ग्रंथो हाल प्रसिद्ध छे. प्रसिद्ध कृतिओमां काव्यरचना एटली सरळ छे के वांचनारने वांचतानी साथे तेनो सामान्य बोध थवा साथे तेमां उतरवानुं आकर्षण वधे छे अने तेनो अर्थगौरव संपूर्ण अर्थगंभीरताने बतावे छे. दरेक काव्यमां जाणे कंइक ने कंइक चमत्कार होय तेवुं जणाइ आवे छे. भारोभार अर्थगौरव होवाथी श्रीमान् चिदानन्दजीनी समस्त कृतिओ हृदयने आह्लाद उपजावे तेवी छे.

पूज्य योगीश्वर श्रीमान् चिदानंदजी महाराजश्रीनो समस्त उपदेश जाणे अध्यात्ममार्ग बतावी संस्कारी जीवोने योगना दर्शनमां कठीन मार्गने सरळतापूर्वक समजावी प्रेम उपजावी योगना मार्गने अनुसरावनार छे अने एथी करी श्रीमान् खरेखरा अष्टांगयोगी हता एवी प्रतीतिमां शंकाने कोइ स्थान रहेतुं नथी. आटली सरळ रीते गुजराती काव्योमां जे व्यक्तिए योग जेवो कठीन विषय पीरसी दइ पोताना योगबळ सिद्धि केवी जबरजस्त मजबूत पायादार हशे ते सिद्ध करी बताव्युं छे.

लोक परिचय ए तेमना माटे रसहीनवृत्ति जणाय छे. छतां 'कागडाने बेसवुं ने ताडने पडवुं' ए न्यायनी दृष्टिए जोइए तो आवी महान् सिद्धि मेळवनार व्यक्ति माटे ज्यारे कोइ संदिग्ध बनतुं के परिचय पामी जतुं तो तरत ज तेओश्रीए ते स्थाननो त्याग करी निर्जन जंगलमां के गिरिगुफामां चाल्या जवा सिवाय बीजो कोइ मार्ग अंगीकार कर्यो होय तेवुं जणातुं नथी.

योगेश्वर आवा योगीओ पोताना जीवनने सादुं, सरळ अने अपरिचित ज राखता होय छे. योगीराज अनेक सत्शास्त्रना अभ्यासी होय या कोइ दिव्य सिद्धि के साधनावाळा होवा जोइए ते सिवाय आवी दिव्यचमत्कृतिरूप ग्रन्थरत्नो आपणने वारसामां शी रीते आपी शके !

तेमनी दिव्य वाणी अवलोकतां जणाइ आवे छे के वाणी रसाळ छे छतां अलंकार विहोणी नथी. सरळ कृति होवा छतां भावतां भोजनीयानी जेम तेमनो प्रिय अध्यात्म रस टपकावतां टपकावतां पण सतशास्त्र अभ्यासी तरीके एक अद्वितीय अने प्रबळ योगी तरीके तरी आवे छे. आवो प्रबळ व्यक्ति क्यारे पछी कोइ पण पाकी होय तेम प्रायः जाणी शकातुं नथी।

यद्यपि तमाम ग्रंथकृतियो आधुनिक छे. छतां ग्रंथरचनाशैली अर्थबोधक, आत्मबोधक, अर्थगौरवान्वित अने आकर्षक छे ते निःशंक वात छे. समकालीन उपाध्याय विनयविजयजी महाराजनो श्रीपाल रास, श्रीमान् उपाध्यायजी यशोविजयजी महाराजनी चोवीसी, श्रीमान् आनंद-

घनजी महाराजना पदरत्ना, चोवीसी अने बहोतेरी जेम लोक–जिह्वाग्रे छे तेम ज श्रीमान् चिदानंदजीनी बहोतेरी ( बावनी ) पण लोकजिह्वाथी छूटी नथी अर्थात् अध्यात्मप्रिय व्यक्तिओ मुक्तकंठे तेने गाय छे अने रसास्वाद लूंटतां तेमां लय पामे छे।

सांभळवा प्रमाणे आ वीसमी सदीमां पण श्रीमान् चिदानंदजी महाराजे श्रीपरमपवित्र शाश्वतुं तीर्थ श्री शत्रुंजय अने श्रीगिरिनारजी तीर्थनी परम पवित्र पर्वतमाळाओ तो योगना अखाडारूप बनावी हती। योगनी सिद्धि माटे, योगना अभ्यास माटे, योगनी वृद्धि माटे अने योगने सरळ काव्यकृतिमां उतारवा माटे आ गिरि–गुफाओनो छूटा हाथे उपयोग कर्यो होय एम लोककथाओमांथी, दंतकथाओमांथी अने वृद्धकथानकोमांथी जणाइ आवे छे. ऊलके आ पर्वतोनी केटलीक गुफाओ तेमना नामथी प्रसिद्ध पामेली पण छे।

दंतकथा मुजब श्रीमान् चिदानंदजी महाराज अंतर्ध्यान पाम्या कहो के स्वर्गे सिधाव्या कहो के देहविलय पाम्या कहो के काळधर्म पाम्या कहो ते श्री वीस तीर्थंकरोना कल्याणकोथी पवित्र बनेला श्री सम्मेतशिखर गिरिराजने तेओए अन्तिम स्थान बनाव्युं होय तेम जणाय छे।

क्यां सौराष्ट्र अने क्यां बंगाळ–बिहार, क्यां योग साधनाना क्षेत्रो श्री शत्रुंजय–गिरिनार अने क्यां अन्तिम साधनाना स्थानरूप श्री सम्मेतशिखरजी। देश–देशान्तरना आवडा मोटां अंतरनो जेम तेमना जीवन अने तेमनी कृतिओना मोटा अंतरने पामवा कोण समर्थ निवडी शके ! काळ कंटकनुं भक्षण करी गयो छे अने कृतियो स्मरण करावे छे तेमनी कृति जोइ, तेमना उत्तम आत्माने याद करीए ते अमारे हितावह छे।

यद्यपि योगीराजश्री आ प्रश्नोत्तर–रत्नमाळा जेवा ग्रन्थना अन्तमां पोतानी आ सुंदर कृतिनो रचना समय एकसो वर्ष पहेलानां एटले वीसमी सदीनी शरुआतनो बतावे छे, अने ते पण सौराष्ट्रना प्रसिद्ध नगर श्रीभावनगर जेवा प्रतिभासंपन्न शहेरमां जणावे छे।

प्रस्तुत ग्रथमां तो श्रीमान् योगीराजे हद करी नाखी छे, कारण के मूळ ग्रंथ तो एटलो बधो लघु–नानो छे के मात्र दूहा तो ६२ ज

छे छतां तेमां ११२ प्रश्नो अने तेना उत्तरो पण तेमांज समावी दीधा छे.

आज सुधी लोकोनी मागणी तो हती ज के आ प्रश्नो अने आ उत्तरो तो एक जूदो ज ग्रंथरचना मागे छे. अने वात तद्दन सत्य ज छे तेने आकार आपवा रूप आ ग्रंथ श्रीमान् स्वर्गस्थ परमपूज्य साहित्यप्रिय श्रीमान् विजयनीतिसूरीश्वरजी महाराजना पवित्र नाम साथे संकळायेल श्रीनीतिविजय जैन सेवा समाजे ते खामी पूर्ण करवारूपे आ ग्रंथनी सरळ छतां तमाम रसोथी पूर्ण अने बाळ अभ्यासी अने सामान्य संस्कृतना अभ्यासीओ पण आ ग्रंथकृतिनो रस लइ शके तेवी रीतिए ग्रंथ तैयार करी छपाव्यो छे अने समास, कृदन्त, तद्धित, संधि विगेरेथी कठीन न बनावता सरळतापूर्वक रचना करावी सामान्य जीवो उपर अनहद उपकार करवा साथे संस्कृत साहित्यमां अति उत्तम सेवा आपी छे।

वळी के साहित्यक दृष्टिए जरा पण क्षति आवी नथी अने ठेठ सुधी संपूर्ण रसनुं सुधापान कराव्युं छे. छतां खूबी तो ए छे के गुजराती भाषाना भाषांतररूप संस्कृत पद्यो अने तेना उपर तद्दन सरळ संस्कृत टीका पण छे जे मात्र सामान्य संस्कृतनो अभ्यासी वांची शके तेवी छे।

नेवाना पाणी मोभे चढाववा रूप कठीनमां कठीन हळवो बनावी संस्कृतभाषा भाषीओनी सेवा बजावी आ संस्थाए पुण्य उपार्जन कर्युं छे।

सभा के श्रोताओ के वाचको रंजन थाओ के न थाओ पण अभ्यासी बनो ते लक्ष्यने जरुराजरुर रखायुं छे अने आवा कठीन विषयने पण पोतानी मेळे उकेली शके ते लक्ष्यथी आ कृति आटली सरळ बनावी आ संस्थाए पोतानुं साहित्यप्रिय लक्ष्य अने अलौकिक विषय जनता सामे मूक्यो छे। वाचको आ ग्रंथनो, आ ग्रंथमाळानो अने आ ग्रंथमाळाना विना मूल्ये खजानारूप प्रगट थतां अलौकिक ग्रंथरत्नोनो लाभ लेशे अने जनताने आपशे तो आ संस्थानी विना मूल्ये जगतने साहित्यरस पीरसवानी मनोवृत्ति सार्थक गणाशे.

हठीभाइनी वाडी, अमदावाद
२००७, पोष वदि ८,.ता. ३०–१–१९५१

अमृतलाल मोहनलाल संघवी
व्याकरणतीर्थ, वैयाकरणभूषण

# आ भा र

पूज्यपाद आचार्य महाराजश्री **विजयमहेन्द्रसूरीश्वरजी** महाराजना सुशिष्य मुनिश्री **श्रीकान्तविजयजीना** सदुपदेशथी (मारवाड) **पादरली** निवासी सुश्रावक शेठ हजारीमलजी मानाजी सेराजीए पोतानी दुकानमां अंबाजी माताना भागनी रकममांथी आ पुस्तक छपाववामां रु. ७५०) आपेल छे. तेओनो आ द्रव्यव्यय अतीव उपयोगी अने जनताने लाभ आपनार छे माटे तेओने कोटीशः धन्यवाद घटे छे.

अमूल्य आ ग्रन्थरत्न तैयार करवामां स्वर्गस्थ सन्मित्र अध्यात्मवादी श्रीमान् मुनिरत्न **श्रीकर्पूरविजयजी** महाराज कृत गूजराती अनुवाद लक्ष्यमां रखायो छे. तेओनो ते पुस्तक माटेनो अनहद परिश्रम आजे सार्थक थाय छे अने तेमनी ते सेवानो संस्था वारंवार आभार माने छे अने स्वर्गस्थना आत्माने पुनः पुनः धन्यवाद आपे छे.

आ ग्रन्थना संशोधक अने संपादक **पंडित अमृतलाल मोहनलाल संघवी** महाशयनो आभार मानवामां आवे छे.

सेक्रेटरी

श्री नीतिविजय जैन सेवा समाज.

शामळानी पोळ, अमदावाद.

**पीतांबरदास मगनलाल शाह**

॥ ॐ नमः सिद्धम् ॥

## ॥ आचार्यश्री विजयमहेन्द्रसूरि–संक्षिप्तजीवनप्रभा ॥

रत्लामे नगरे स्वकीयभवने चेनाजीभार्यादली, तत्कुक्षेरसिते शुभग्रहगते मार्गे तृतीयादिने ॥
जन्माऽभूद्भवतां (१९५३) त्रिवाणनिधिभू–संख्यायुते वत्सरे । सर्वेषां सुखशान्तिकारणपराः प्रादुर्भवा वै सताम् ॥ १ ॥

ज्येष्ठो बन्धुसुकेसरीमल इति, ख्यातः सदा लालनात् । तारुण्येऽङ्कुरिते तदैव भवतां पित्रोस्तथा ह्यग्रज–
स्य स्वर्गे गमनं ततो विवशतः पितृव्यपुत्रस्थले, चक्रुस्ते वसतिं विरक्तमनसो नाम्ना तु मिश्रीमलाः ॥ २ ॥

श्रीदैवयोगाद्रतलामपुर्यां, गण्यग्रणीसिद्धि*मुनेर्निवासः ॥ चारित्रभावः प्रकटः स्वचित्ते, जातो हि तेषामुपदेशमात्रात् ॥ ३ ॥

श्रुत्वा श्रीगणिवर्य्याणां, चातुर्मासीस्थितिं पुनः । म्हेशाणाभिधे ग्रामे, ततोऽगुः सिद्धिहेतवे ॥ ४ ॥

ततस्ते गणिराजानां यानं भृगुपुरेऽभवत् । उपधानक्रियां कृत्वाऽह्मदावादकं ययुः ॥ ५ ॥

तस्माच्छ्रीविजयान्तहर्षमुनिभिः सुप्रेरिता वा गताः । श्रीमन्नीतिगणिप्रसक्तमनसो ज्ञानाय तत्र स्थिताः ॥
जाता मिश्रिमलास्तदा विसपुरेऽभ्यासेन विद्यायुताः । प्रायः साधयितुमलं न विनये–नाद्यापि किं·सेवया ॥ ६ ॥

---

*वर्तमान विजयसिद्धिसूरिजी महाराज

तस्माच्चाताः सुमान्या हि पुनरहमदावादपुर्यां स्वमत्या । दीक्षां तैस्तु गृहीता (१९६९) ग्रहरसनवभू-वैक्रमाब्दे च मार्गे ॥
मासे कृष्णे चतुर्थेऽह्नि शुभसमयके हर्षसाधोः सकाशात् । साधूनां सङ्गतिर्या नहि भवति मुधा वस्तुतः स्वीकृता सा ॥ ७ ॥
पञ्चमीदिवसे मार्गे मासे पक्षे सिते शुभे ॥ वत्सरे वैक्रमीये तु, (१९८६) रसाष्टनवभूमिते ॥ ८ ॥
शास्त्राणां ज्ञानसत्वाच्च, क्रियाकौशल्यदर्शनात् । आचार्या नीतिसूरीशा-स्तेभ्यो गणिपदं ददु. ॥ ९ ॥
पन्यांसास्पदभूषितेन गुरुणा पात्रं समालोक्य सत् । (१९८७) सप्ताष्टग्रहभूमिते शुभकरे हर्षेण संवत्सरे ॥
मार्गे चासितपक्षके वसुतिथौ, वारे सिपोरे गुरौ । श्रीपन्यासपदं समर्पितमहो ! अस्मै तु शास्त्राध्वना ॥ १० ॥
सम्प्राप्य पदवीं समुन्नतयशा, भव्याङ्गनान् बोधयन् । नानादेशविहारकर्मनिपुण-स्तन्वन् प्रतिष्ठां गुरोः ॥
सिञ्चन् धर्मतरुं विवेकसहितः पीयूषगिर्वारिणा । ह्येवं श्रीगुरुदेवहर्षविदुषः शिष्याग्रणीरप्यभूत् ॥ ११ ॥
इत्थं काले व्यतीते (१९९९)नवनिधिनिधिभू-वत्सरे वैक्रमीये । षष्ठ्यां मासे च चैत्रेऽप्यधवलसहितेऽहमदावादग्रामे ॥
शान्तं धीरं महान्तं रारसगुणयुतं सूरिवर्यः प्रहर्षः । पट्टालङ्कारयोग्यं मुनिगणवरमा-चार्यवर्यं चकार ॥ १२ ॥
श्रीमतां हर्षसूरीणां पादपङ्कजसेवकाः । अभवन्नत्र विख्याताः श्रीमन्महेन्द्रसूरयः ॥ १३ ॥
श्रीमतां शिष्यवर्याणां नामानीति यथाक्रमम् ॥ श्रीकान्त-राजहंस-श्रीमणयः कर्मसाधकाः ॥ १४ ॥

॥ इति शुभं भूयात् ॥

॥ श्रीवर्द्धमान–सत्य–नीति–हर्षसूरिजैनग्रन्थमालायाः पुष्पं द्वादशकं १२ ॥

॥ ॐ ह्रीँ अर्हं श्रीशंखेश्वरपार्श्वनाथाय नमः ॥

॥ चान्द्रकुल–तपागच्छ–संविग्नशाखाग्रणी–सुविहिताचार्य–श्रीविजयहर्षसूरिगुरुभ्यो नमः ॥

श्रीमच्चिदानंदजी महाराजकृता

# ॥ प्रश्नोत्तर–रत्नमाला ॥

( संस्कृतपद्यानुवाद–विवेचनोद्भासिता )

मंगलाचरण दोहा

मूलम्–परमज्योति परमातमा परमानन्द अनूप । नमो सिद्धसुखकर सदा कलातीत चिद्रूप ॥ १ ॥

अनुवाद–परंज्योतिः परानन्दमपूर्वं परमात्मकम् । ज्ञानरूपं कलातीतं सिद्धं नौमि सुशान्तिदम् ॥

मूलम्—पंच महाव्रत आदरत पालत पंचाचार। समतारस सायर सदा सत्ताविश गुणधार ॥ २ ॥

अनुवाद—महाव्रतानि कुर्वाणः पञ्चाचारसुपालकः। समताजलकूपारः नक्षत्र( २७ )गुणधारकः ॥

मूलम्—पंचसमिति गुपतिधरा चरणकरण गुणधार। चिदानंद जिनके हिये करुणाभाव अपार ॥ ३ ॥

अनुवाद—पञ्चानां समितीनां गुप्तीनां चरणकरणान्धरः। ज्ञानानन्दसुपूर्णो यस्य मनसि राजते करुणा ॥

मूलम्—सुरगिरि हरि सायर जिसे धीर वीर गंभीर। अप्रमत्त विहारथी मानुं अपर समीर ॥ ४ ॥

अनुवाद—स्थैर्य्ये मेरुर्हरिर्वीर्य्ये गाम्भीर्य्ये सागरोपमः। अप्रमत्तः सदा सौम्यो वायुतुल्यो विहारवान् ॥

मूलम्—इत्यादिक गुणयुक्त ए जंगम तीरथ जाण। ते मुनिवर प्रणमुं सदा अधिक प्रेम मन आण ॥ ५ ॥

अनुवाद—इत्यादिगुणयुक्ता ये जङ्गमं तीर्थमत्र ते। तान् प्रणौमि मुनीन् नित्यं मनःप्रीतिकरान् वरान् ॥

मूलम्—लाख बात की एक बात प्रश्न प्रश्नमें जाण। एकशत चौदे प्रश्नको उत्तर कहूं वखाण ॥ ६ ॥

अनुवाद—लक्षप्रश्नाः समाविष्टाः प्रश्ने प्रश्नेऽत्र प्राश्निकैः। शताधिकचतुर्दशप्रश्नानामुत्तराणि नः ॥

मूलम्—प्रश्न माल ए कंठमें जे धारत नर नार। तास हिये अति ऊपजे सार विवेक विचार ॥ ७ ॥

अनुवाद—प्रश्नमालामिमां कण्ठे धृत्वा लसति यो नरः। तन्मानसे समुत्पन्नो विवेकः सुमहान् भवेत् ॥

॥ १ ॥

## अथ व्याख्या प्रारभ्यते—

**मंगलं-जयति सदा नो वीरः, करुणावरुणालयोऽतिगम्भीरः। यस्तीर्थङ्करमाला-मेरुः संसारपूजार्हः॥ १॥**

व्याख्या—अनन्तज्ञानं दर्शनात्मकं ज्योतिर्यस्य जागृतं तथा च रागद्वेषमोहादीनां सकलानां दोषाणां निर्मूलतया दाहेन यस्य अनन्तः चरितस्थिरतात्मको गुणः उद्बुद्धो वर्तते तस्मादेव अस्मिन् जगति तत्समः अपरः कश्चन नास्ति, तादृशं निरूपमम् अर्हन्तं परमात्मानम् अहं प्रणमामि। तथा कर्मकलापरहितं तत्तु देहादिसम्पूर्णोपाधिविनिर्मुक्तं नित्यमेव स्वभावसिद्धम् आत्मस्वरूपं संप्राप्तञ्च आत्मार्थिनां भव्यानां जनानां संतोषं प्रापयन्तं तत्स्वरूपं सिद्धं परमात्मानं प्रणमामि, एवम् अहिंसाऽसत्यास्तेयब्रह्मचर्यासंगताः, इति पंचमहाव्रतानि सेवते, ज्ञानाचारदर्शनाचार-चरिताचारवीर्याचारं तपसामाचारं च इति आचारान् सेवते, महार्णववत् अविच्छिन्नसमतारसेन पूरितोऽस्ति, तथा साधुसेव्यान् सप्तविंशतिगुणान् सदा धारयति, इर्याभाषादिकान् पञ्चसमित्यात्मकान् मनोवचनकायात्मकान् गुप्त्यात्मकान् त्रीन् मूलगुणविषयकान् सप्ततिभेदान् तथा उत्तरगुण-सम्बन्धिनः सप्ततिभेदान् यः सेवते, तथा च ज्ञानचरितादिकैः परिपूर्णः करुणाकरो वर्तते, पुनः मेरुवदचलः अङ्गीकृतप्रतिज्ञातः सदैव अच्युतः सिंह इव पराक्रमी तदर्थस्तु कर्मशत्रूणां दलने वीरः, गाम्भीर्य्येण समुद्रः, तदर्थस्तु यथा रत्नाकरः सागरस्तथैव गुणरत्नाकरो भगवान् वर्तते, यत्नेन स्वायत्तीकरोति, तथा पवनवत् यथेष्टं रहसि हिताय विहरति स्थलान्तरे, इत्यादिकैः साधुयोग्यैर्गुणैः समलंकृतः, अतः समागतानामागन्तुकानां सभ्यानां जनानां पूततां करोति, एवञ्च तादृशेभ्यः जंगमतीर्थेभ्यः श्रेष्ठेभ्यो मुनिजनेभ्यः मानसेन बहुलेन प्रेम्णा प्रणतिं विदधामि।

अनेन प्रकारेण अभीष्टदेवगुरूणामपि आदरणीयम् मंगलं कृतं मया।

अथ ग्रन्थे प्रतिपाद्यं विषयं प्रयोजनं फलञ्च संक्षेपतः प्रतिपादयामि ।

येषु लक्षाधिकवार्तानां समावेशो भवेत्, एतादृशी महत्वपूर्णा वार्ता सर्वेषु प्रश्नेषु आगच्छेत्, तादृशानां शताधिकचतुर्दशप्रश्नानामुत्तराणि अत्र ग्रन्थे अहं वक्ष्यामि ।

इमं प्रश्न रत्नमालं ग्रन्थं या आत्मार्थिन्य आत्मार्थिनो वा कंठे कृत्वा तस्य मननं तदनुकरणं च करिष्यन्ति तादृशेषु हृदयेषु बहुलो हितकारी विवेकः विचारः प्रादुर्भविष्यति एवञ्च एतादृशानां जनानां परमो हितः कठिनश्च मोक्षमार्गः अतीव सरलः सुखदो भविष्यति शीघ्रम् ।

आदौ ग्रन्थकारः प्रश्नसमुदायं कथयति—

मूलम्—देव धरम अरु गुरु कहाँ सुख दुःख ज्ञान अज्ञान । ध्यान ध्येय ध्याता कहाँ कहाँ मान अपमान ॥ १ ॥

अनुवाद—को देवः को धर्मः को गुरुः सुखमस्ति किम् । ध्यानं ध्येयश्च ध्याता च किम्मानश्चापमानकम् ॥

मूलम्—जीव अजीव कहो कहाँ पुण्य पाप कहाँ होय । आश्रव संवर निर्जरा बन्ध मोक्ष कहो दोय ॥ २ ॥

अनुवाद—को जीवः कश्चनाजीवः किं पुण्यं पापमस्ति किम् । आश्रवः संवरो बन्धो मोक्षः कानाम निर्जरा ॥

मूलम्—हेय ज्ञेय पुनि है कहाँ उपादेय कहाँ होय । बोध अबोध विवेक कहाँ पुनि अविवेक समोय ॥ ३ ॥

अनुवाद—हेयं किं ज्ञेयमत्रास्ति उपादेयं तथेह किम् । बोधाबोधविवेकाः के अविवेकश्च कीदृशः ( स्मृतः ) ॥

मूलम्—कौन चतुर मूरख कवॅण रावॅ रंक गुणवन्त । जोगी यति कहो जीके को जग संत महंत ॥ ४ ॥

अनुवाद–चतुरः को हि मूर्खः कः राजा रंको गुणी को हि । को योगीह कश्च यतिः को महान्तो हि कश्च सन् ॥

मूलम्–शूरवीर कायर कवॅण को पशु मानव देव । ब्राह्मण क्षत्रिय वैश्य कहाँ कहो शूद्र कहा भेव ॥ ५ ॥

अनुवाद–कः शूरः कातरः को हि पशुः को ना सुरश्च कः । ब्राह्मणः क्षत्रियः कस्कः को वैश्यः शूद्रकश्च कः ॥

मूलम्–कहां अथिर थिर है कहाँ छिल्लर कहां अगाध । जप तप संयम है कहाँ कवण चोर को साध ॥ ६ ॥

अनुवाद–कोऽस्थिरः कः स्थिरः ख्यातो छिल्लरोऽगाधकश्च कः । कश्चौरः कोऽत्र साधुर्हि के तपोजपसंयमाः ॥

मूलम्–अति दुर्जय जगमे कहाँ अधिक कपट कहाँ होय । नीच ऊंच उत्तम कहाँ कहो कृपाकर सोय ॥ ७ ॥

अनुवाद–दुर्जयः कोऽत्र संसारे कोऽधिकः कपटः स्मृतः । नीचोच्चौ कौ स्मृतौ लोके उत्तमः कश्च सर्वतः ॥

मूलम्–अति प्रचण्ड अग्नि कहाँ को दुर्दम मातंग । विषवेली जगमें कहाँ सायर प्रबल तुरंग ॥ ८ ॥

अनुवाद–प्रचण्डाग्निश्च को धीमन् ! मातंगः को निरंकुशः । विषवल्ली स्मृता केह सागरः कस्तरंगवान् ॥

मूलम्–किणथी डरिये सर्वदा किणथी मलीये धाय । किणकी संगत गुण वधे किण संगत पत जाय ॥९ ॥

अनुवाद–भेतव्यश्च कुतो लोके संगमः केन शोभनः । कस्य संगैर्गुणे वृद्धिः कस्य संगैरधोगतिः ॥

मूलम्–चपला तिम चंचल कहाँ कहाँ अचल कहाँ सार । पुनि असार वस्तु कहाँ को जग नरक दुवार ॥ १० ॥

अनुवाद–चञ्चला का तडित्तुल्या कोऽचलः सारमस्ति किम् । असारं वस्तु किञ्चात्र नरकद्वारमस्ति किम् ॥

मूलम्–अंध बधिर जग मूक को मात पिता रिपु मीत । पंडित मूढ सुखी दुखी को जगमांहे अभीत ॥ ११ ॥

अनुवाद–अन्धो मूकश्च बधिरोऽरिमित्रे पितरौ च कौ । बुधो मूढः सुखी दुःखी कोऽभीतः संसृतौ स्मृतः ॥

मूलम्–म्होटा भय जगमे कहाँ कहाँ जरा अति घोर । प्रबल वेदना हैं कहाँ कहाँ अति वक्र किशोर ॥ १२ ॥

अनुवाद–महाभयं किमस्तीह काऽतिघोरा जरा स्मृता । महती वेदना कात्र कोऽति वक्रस्तुरंगमः ॥

मूलम्–कल्पवृक्ष चिन्तामणि कामधेनु को कहाय । चित्रावेली है कहाँ क्या साध्या दुखजाय ॥ १३ ॥

अनुवाद–संतानः कामधेनुश्च कश्च चिन्तामणिः स्मृतः । चित्रावेली च का लोके किं कृते दुःखमेति च ॥

मूलम्–श्रवण नयन मुख कर भुजा हृदय कंठ अरु भाल । इनका मंडन है कहाँ कहाँ जग मोटा जाल ॥ १४ ॥

अनुवाद–आस्यश्रवणनेत्राणां भुजकंठशिरोहृदाम् । भूषणानि किमेतेषां जाल जगति किं बृहत् ॥

मूलम्–पाप रोग अरु दुःखना क्या कारणसे होय । अशुचि वस्तु जगमे कहाँ कहाँ शुचि कहाँ जोय ॥ १५ ॥

अनुवाद–रुजः पापस्य दुःखस्य कारणं किं हि निश्चितम् । अशुचिः का शुचिः कात्र भवतीह धरोपरि ॥

मूलम्–कहाँ सुधा अरु विष कहाँ कहाँ संग कुसंग । कहाँ है रंग पतंगका कहां मजीठी रंग ॥ १६ ॥

अनुवाद–अमृतं किं विषं किञ्च किं सगं च कुसंगकम् । किं रंगं हि पतंगस्य माञ्जिष्ठस्य पुनश्च किम् ॥

॥ इति प्रश्न भागः ॥

११४ शताधिकचतुर्दशप्रश्न–संसूचकषोडशदोहापद्यानामर्थः—

व्याख्या–देवः कः, धर्मः कः, गुरुः कः, सुखं किम्, दुःखं किम्, ज्ञानाज्ञाने के, ध्यानं किम्, ध्येयः कः, ध्याता कः, मानापमानौ कौ, जीवः कः, अजीवः कः, पुण्यं किम्, पापं किम्, आश्रवः संवरश्च कः, निर्जरा का, बन्धः कः, मोक्षः कः, हेयं ज्ञेयमुपादेयञ्च किम्, बोधाबोधविवेकाविवेकाः के, चतुरः कः, मूर्खः कः, राजा कः, दीनः कः, गुणवान् योगी यतिः ऋषिः महर्षिः शूरः भीरुः पशुः मनुष्यः देवो ब्राह्मणः क्षत्रियो वैश्यः शूद्रः अस्थिरः स्थिरः छिद्रः परिपूर्णं तपः जपः संयमः चोरः साधुः इमे च पूर्वोक्तनामानः के, जगति अतिदुर्जयं किम्, अधिकश्छलः क्व, तथा उत्तमं मध्यमं अधमं किम्, अतीव उग्रोऽग्निः कुत्र, निरङ्कुशो हस्ती कः, उग्रा विषवल्ली का, प्रबलस्तरङ्गवान् सागरः कः, सदा भयं कस्मात् कार्य्यम्, वेगेनार्थादाशु किं प्राप्तव्यम्, केन सह गुणानां वर्धनं, कस्मात् पतनं च, विद्युदिव चपलं वस्तु किम्, अथ च जगति अचलम् असारभूत सारभूतं वस्तु किम्, नारकी योनिः का, अन्धो मूको बधिरः के, माता का, पिता कः, शत्रुः मित्रं पण्डितः मूर्खः सुखी दुःखी निर्भयः इमे पदार्थाः के, जगति अद्वितीयं भयं किम्, अति दुःसहा जरा का, अतीव दुःसहं दुःखं किम्, अतीव वक्रस्तुरंगः कः, कल्पवृक्षः चिन्तामणिः, कामधेनुः चित्रावल्ली एतत्पदवाच्याः के, यावन्ति दुःखानि तानि दूरीकर्तुं सत्योचित उपायः कः, हस्तयोः पादयोः कर्णयोः नेत्रयोः मुखस्य कण्ठस्य हृदयस्य भालस्येत्यादिनां स्वाङ्गानां भूषणं किङ्किञ्च, जगति महद् बन्धनं किम्, पापानां रोगाणां दुःखानां कारणानि कानि, जगति पवित्रम् अपवित्रं

च वस्तु किम्, अमृतं विषञ्च किम्, सत्संगः कुसंगश्च कः, पतङ्गवर्णः कः, मञ्जिष्ठवर्णः कः ॥ ॥

एतेषु शताधिकचतुर्दशप्रश्नेष्वनुक्रमतोऽष्टाविंशतिप्रश्नानामुत्तराणि वक्तुमुपक्रमते ग्रन्थकारः । तद्यथा—

मूलम्—देव श्री अरिहन्त निरागी दया मूल शुचि धर्म सोभागी । हित उपदेश गुरु सुसाध जे धारत गुण अगम अगाध ॥१॥

पद्यानुवाद—गतद्वेषरागः सुदेवोऽरिहन्ता दयामूल एकोऽस्ति शुद्धो हि धर्म्मः ।
गुरुः साधुतावान्गुणी यः स्वयञ्च करोत्यत्र वै साधुमार्गोपदेशम् ॥

मूलम्—उदासीनता सुख जगमांही जन्म मरण सम दुख अरू नाही । आत्मबोध ज्ञान हितकार प्रबल अज्ञान भ्रमण संसार ॥२॥

पद्यानुवाद—उदासीनतैवास्ति लोकेषु सौख्यं, महादुःखमेतौ मृतौ जन्ममृत्यू ।
बुधैः कथ्यते ज्ञानमात्मप्रबोधः । जगत्प्रीतिरज्ञानमस्मन्मतेन ॥

मूलम्—चित्त निरोध है उत्तमध्यान ध्येय वीतरागी भगवान् । ध्याता तासु मुमुक्षु वखान जे जिनमत तत्वारथ जान ॥ ३ ॥

पद्यानुवाद—मनोरोध एवोत्तमं ध्यानमत्र परब्रह्म शुद्धं सदा ध्येयमर्हन् ।
मुमुक्षुर्जनो ध्यानकर्ताऽस्ति यत्र हृदि स्पष्टमाभाति तत्वं जिनस्य ॥

मूलम्—लही भव्यता मोटो मान कवण अभव्य त्रिभुवन अपमान । चेतन लक्षण कहिये जीव रहित चेतन जान अजीव ॥४॥

पद्यानुवाद—भवत्युत्तमं भव्यताप्राप्तिमानं नचेद्भव्यता प्राप्तिरुचापमानम् ।

भवेज्जीवनामाहि यश्चेतनावान् अजीवश्च यश्चेतनावद्भिभिन्नः ॥

मूलम्–पर उपकार पुण्य करि जान परपीडा ते पाप वखान । आश्रव कर्म आगमन धारे संवर तास विरोध विचारे ॥ ५ ॥

पद्यानुवाद–सदा कथ्यते पुण्यमन्योपकारः परं पापमस्तीह पीडा परस्य ।

भवत्याश्रवः कर्मणामागमो हि जनैरुच्यते संवरस्तद्विरोधः ॥

मूलम्–निर्मल हंस अंश जहँ होय निर्जरा द्वादश विध तप जोय । बेद भेद बन्धन दुखरूप बंध अभाव ते मोक्ष अनूप ॥ ६ ॥

पद्यानुवाद–तपः षड्विधं बाह्यमन्तस्तथैव घटे यत्र सा निर्जरा नाम वस्तु ।

चतुर्भेदवद्दुःखदं बन्धनं हि न यत्रास्ति बन्धः स मोक्षः पदार्थः ॥

मूलम्–परपरिणति ममतादिक हेय–स्व स्वभाव ज्ञान कर ज्ञेय । उपादेय आत्म गुणवृन्द जाणो भविक महासुख कन्द ॥७॥

पद्यानुवाद–ममत्वादिकं हेयमन्यात्ममध्ये निजात्मावबोधात्परो नैव बोध्यः ।

उपादेय एवात्मनः सद्गुणो हि महामोदलाभो भवत्यात्मनश्च ॥

मूलम्–परम बोध मिथ्यादृक्रोध मिथ्यादृक् दुःख हेत अबोध । आत्महित चिन्ता सुविवेक तास विमुख जड़ता अविवेक ॥८॥

पद्यानुवाद–स्वमिथ्यादृक्रोधो भवति ननु बोधो हृदि कवेः अबोधो वै मिथ्यादृगखिलमहादुःखकरणम् ।

विवेकश्चात्मार्थं सततहितचिन्तैव भणितः ततो वै वैमुख्यं प्रकटमविवेको नु प्रथितः ॥

व्याख्या—" देवः श्रीअरिहन्तनिरागी " रागद्वेषमोहादिरहितः सर्वज्ञः सर्वदर्शी उत्कृष्टाचारसम्पन्नः सर्वशक्तिसम्पन्नः एतादृशोऽर्हन् भगवानेव देवाधिदेवो वर्तते यः सम्पूर्णातिशयसम्पन्नः तथापि अमृतसदृशैर्वचनैर्भव्यजनानां मनोवाक्कायसम्बन्धिनं तापं दूरीकरोति ।

" दयामूलशुचिधर्मसौभागी "—मनसा वाचा कर्मणा कस्यापि किमपि नानिष्टकारित्वं सर्वेषां सर्वथा हितकरं जीवमात्राणां सुखदायिदयातत्त्वं यत्र विद्यते तादृशा अहिंसासंयमतपःस्वरूपा एव धर्माः ।

" हितउपदेशगुरु सुसाध, जे धारत गुण अगम अपार "। ज्ञानवैराग्यक्षमामृदुतादिकान् श्रेष्ठान् गुणान् आत्मनि सेवमानः सन् यः भव्यजनानुकल्पयोग्यतानुसारेण हितोपदेशामृतदाने तत्परो भवति एतादृक् सुसाधुः पुरुषः एव गुरुपदं प्राप्तुं योग्यो भवति ।

गुरुलक्षणम्—धर्मज्ञो धर्मकर्ता च सदा धर्मप्रवर्तकः, सत्त्वेभ्यो धर्मशास्त्रार्थदेशको गुरुरुच्यते ॥

" उदासीनतासुखजगमाहीं " जगति जीवानां विविधकर्मानुसारेण या विचित्रता प्रतीता भवति तथथा " कर्मानुगो गच्छति जीवलोकः" स्मृतिः प्रमाणमत्र तत्र व्याकुलतां विहाय ज्ञानदृष्ट्या निःस्पृहः सन् स्वस्वरूपे स्थितिं कुर्यात् तदर्थंस्तु स्वकर्तव्ये आचारे यत् स्मरणं तत्रैव सत्यं सुखं स्थितिमस्ति; दृष्टिगोचरेषु मायिकवस्तुषु कर्तृत्वाभिमानं कृत्वा तत्रैवासक्ता जनाः तादृशेन सुखेन वञ्चिता एव भवन्ति । तथथा प्राह भगवान् भर्तृहरिः—

" भोगे रोगभयं कुले च्युतिभयमित्यादि " । " जन्म मरणसम दुख जग नाही " महति दुर्गन्धमये शौचालये बलात्कारेण कश्चन उपवेशनकार्य्ये नियुक्तः स्यात् अथवा अन्यायेन कारागारे निपातितः स्यात् तस्य यादृक् दुःखं भवति तस्मादपि अधिकं दुःखं जीवस्य गर्भाशये भवति तत्कारणन्तु गर्भाशये जीवस्य महादुर्गन्धं पारतन्त्र्यं च स्मृतिपथे सर्वदा वर्तते अतो जीवः प्रायेण मोहमयीमवस्थामनुभवति शौचालयात्तु मनुष्यः स्वेच्छया पलायितुमपि समर्थः कारागारादपि कस्यापि कस्याप्यनुकम्पया मुक्तो भवितुं प्रभवत्यथवा दुःखं स्वल्पं कर्तुं समर्थो भवति तथा गर्भाशयेनास्ति किन्तु तत्र तु बहुलस्य दुर्गन्धस्य पारतंत्र्यस्य चानुभवो जायते तादृशगर्भवासस्य दुःखादपि मातुः योन्याः बहिर्निर्गमने जन्मकाले जीवोऽतीवासह्यं कष्टमनुभवति तत्समये जायमानं दुःखं रोमाञ्चजनकं भवति, एतस्मात् सर्वस्मादपि दुःखाद् मरणकाले जायमानं दुःखमतोवदुःसहमस्य दुःखस्य दृश्यं केषाञ्चन जीवाना तस्मिन् समयेऽनुभवतां सतां तदा प्रत्यक्षं जायते तर्हि महत्कष्टमापतति, इयं तु वार्ता एकस्य जन्मन उक्ता, एकस्य मरणस्य च उक्ता, परन्तु तादृशानामनन्तानां जन्मनां मरणानाञ्च भ्रमौ जीवा अनुभवन्ति, यावत्कालपर्यन्तं जीवो जन्मनां मरणानां बीजभूतान् रागद्वेषमोहज्ञानप्रमुखदोषान् निर्मूलमुच्छेत्तुं न प्रयतते तावत्कालपर्यन्तं पूर्वोक्ततादृशेभ्योऽनन्तदुःखेभ्यः कदापि मुक्तो भवितुं नार्हति यदा रागद्वेषमोहादयो दोषा उच्छिन्ना जाताः तदा जन्ममरणसम्बन्धिनां बहूनां कष्टानामुच्छेदो ध्रुवमेव भवतीति निश्चितम् ।

" आत्मबोधज्ञानहितकार " यस्य आत्मस्वरूपं परिचितं स्यात्, आत्मा हितकारिणोऽहितकारिणश्च गुणस्य दोषस्य ज्ञाता स्यात्, यतः

हितकारि वस्तु स्वीकुर्यात्, अहितकारि वस्तु त्यजेदिति तत्त्वज्ञानं चात्मनः अत्यन्तोपकारि सतां महात्मनां यथाविधि, सेवां विधाय तत्त्वज्ञानमधिगन्तुमत्यन्तमेव योग्यम्, एतेन विज्ञानविवेकादयः सद् गुणाः जागरिता भवन्ति । उक्तञ्च—

सो कहिये सो पूछिये तामे धरिये ध्यान । जाते मिटे अबोधता बोधरूप वहे रंग ॥

तद्वक्तव्यं च प्रष्टव्यं रागस्तत्रैव क्रियताम् । यैरज्ञानानि नश्येयुः बोधाः वृद्धिमवाप्नुयुः ॥

भावार्थ—येन रागद्वेषमोहादीनां तापः शान्तो भवेद् अथोत्तमसंयमसेवनेन सहजशीतलतायाः प्राप्तिः स्यात्, एतादृशमात्मज्ञानमेव अत्यन्तोपकारकम् ।

"प्रबल अज्ञान भ्रमण संसार" यथा शूकरः शकृति रतिमान् तस्य तदेव प्रियं भवति अन्यदुत्तम वस्तु तस्मै न रोचते तथैव जीवः भवाभिलाषी भवन् क्षुद्रता तृष्णा दीनता मत्सरता भयं शठताऽज्ञानता स्वच्छन्दवृत्तितेत्यादि दोषवशात् दीर्घकालपर्यन्तं संसारे भ्रमणं विदधाति जीवस्य एतत्प्रियं भवति किन्तु सद्गुणोपार्जनेन जीवो जन्ममरणदुःखान्मुक्तो भवेत् तत् प्रियं नैव जायते शूकरस्य सद्वस्तुभोज्यादि इव अत्र प्रबलाज्ञानतैव कारणम् ।

"चित्त निरोध ते उत्तम ध्यान" यावत्कालपर्यन्तम् जीवः पञ्चसु विषयादिकप्रमादेषु रतिमान् भवति तावत्काल पर्यन्तम् चित्तव्यापारः तत्रैव तिष्ठति अनर्थकारिण्यां दिशि वर्तमानो मनोव्यापार आपत्तौ आत्मनोऽहितं करोति तस्मादहितादात्मरक्षणमुत्तमं ध्यानम्

आर्त्तध्यानस्य रौद्रध्यानस्य च कारणानि परित्यज्य धर्मध्यानस्य शुक्लध्यानस्य च अभ्यासः कर्तव्यः स एव आत्मनः हितं करोति, यैः कारणैः सेवमानैः सद्भिः विषयेषु वर्द्धमानः चित्तस्य वेगः संक्लेशं जनयति, तत् सम्यग् विचार्य अशुभैः कारणैः जायमानं संक्लेशं प्रतिरोद्धुं अरिहन्त्-पदादीनां स्वरूपं ज्ञात्वा तत्र मनः प्रेरणीयं तत्रैव च प्रीतिः करणीया तदेव आत्मनः हितकरम् भवति इति निश्चयम् ॥

"ध्येय वीतरागी भगवान्" येन आत्मनः परमात्मनश्च स्वरूपं ज्ञातम् स एव अन्तरात्मा ध्याता भवितुमर्हति यस्य च समग्राः दोषाः विनष्टाः स एव वीतरागः परमात्मा ध्येयः। परमात्मनः ध्यानं करोति स ध्याता। ध्यानस्य प्रभावेण स्वयमेव भ्रमर्याः दृष्टान्तानुसारेण परमात्मनः स्वरूपं प्राप्नोति ततः यस्य समग्राः दोषा रागादयो विलीनाः समग्राश्च गुणा उद्बुद्धाः तादृशः अर्हतः परमात्मनः ध्यानं एव आत्मार्थिनां जीवानां हितकारम्।

"ध्याता तासु मुमुक्षु वखान, जे जिनमत तत्वारथ जान" यः रागद्वेषादीन् शत्रून् सर्वप्रकारेण विजितवान् तादृशा जिनेश्वरेण भगवता उक्तम् तत्वं ज्ञात्वा ध्यात्वा च ये जन्ममरणादिकानाम् सर्वेषाम् दुःखानां क्षयम् कृत्वा मोक्षसम्बन्धि अचलं सुखम् लब्धुं तीव्राम् अभिलाषां सेवन्ते तादृशः मुमुक्षवः जना एव खलु पूर्वोक्तगुणवतः वीतरागस्य परमात्मनः ध्यानं कर्तुं योग्याः ॥

"लही भव्यता मोटो मान" जन्मजरामरणादिदुःखेभ्यः सर्वथा मुक्तो भूत्वा मोक्षसम्बन्धि अविनाशि सुखम् लब्धुम् अधिकारी स्यात्। तदर्थस्तु सा योग्यता प्राप्तव्या इत्येव खलु आत्मज्ञानम् ॥

"कवण अभव्य त्रिभुवन अपमान" पूर्वोक्तया भव्यतया विरुद्धा या अभव्यता मोक्षसम्बन्धिना शाश्वतेन सुखेन सह वियोगः इत्येव अयोग्यता इत्येव परमः महान् जगति अपमानः तस्मात् जीवः यत्र तत्र जन्मजरामरणसम्बन्धिषु अनन्तेषु दावाग्निषु एव ज्वलति।

"चेतन लक्षण कहिये जीव" चैतन्यं जीवस्य सामान्यं लक्षणम् । चैतन्यन्नाम सजीवता । अथ ज्ञानं दर्शनम् आचारः तपः वीर्यम् उपयोगश्च एतानि जीवस्य विशेषलक्षणानि । एतादृशानि लक्षणानि जीवे एव संगच्छन्ते ।

"रहित चेतन जान अजीव" यस्मिन् पूर्वोक्तम् अर्थाच्चेतनावत्वम् विद्यमानम् नास्ति तद् निर्जीवम् अजीवं वा अस्ति । निर्जीवे वस्तुनि सामान्यलक्षणम् चैतन्यमेव नास्ति विशेषलक्षणानि ज्ञानादिमन्ति कुतः स्युः ? । एवञ्च लक्षणभेदेन जीवस्याजीवस्य च निर्णयः सुगमः ।

"पर उपकार पुण्य करि जान" मनसा वाचा कर्मणा अन्येषां जीवानां हितं वर्तव्यम् तेन देहस्य सदुपयोगो भवति, अन्ये जीवाः समाधिस्थाः स्युः तथा कार्याणि परमार्थदृष्ट्या कर्तव्यानि कारयितव्यानि अनुमोदयितव्यानि च । कदापि स्वप्नेऽपि कस्यापि जीवस्य पीडादिकं यथा भवेत् तथा न वर्तितव्यम् किन्तु सदा सर्वेषां हितम् चिन्तनीयं तादृशमेव वक्तव्यम् देहस्योपयोगोऽपि तादृगेव कर्तव्यः। तादृशः पवित्र-मार्गात् च्युतिः न स्यात् तदर्थं सावधानताम् अपेक्षते । तादृशानि हितकार्याणि कृत्वा तत्फलम् नाकांक्षणीयम् कीर्त्यादि लोभं परित्यज्य स्वकर्तव्यं ज्ञात्वा रागद्वेषाभ्यां जायमानं वैषम्यं त्यक्त्वा मैत्रीप्रभृति चतसृणां भावनानाम् अन्तःकरणेन आश्रयं कृत्वा स्वपरहितार्थं प्रवृत्तिः कर्तव्या एतादृशी प्रवृत्तिरेव पुण्यमार्गः विद्यते । पूर्वतनैः महापुरुषैरयमेव मार्गः स्वीकृतः उपदिष्टश्चास्ति स्वपरहितार्थिना अयमेव मार्गः स्वीकर्तव्यः ।

"परपीडाने पाप वखाण" क्रोधेन मानेन मायया लोभेन रागेण द्वेषेण वा वशीभूय आत्मनो निर्मलं स्वभावं विस्मृत्य पराश्रयेण 'सर्वे जीवा आत्मतुल्या ज्ञेया' इति महावाक्यञ्च विस्मृत्य अन्यान् जीवान् यथाशक्ति उद्धर्तुं समुपेक्ष्य अन्येषां पीडाकरणार्थं मनसा वाचा कर्मणा प्रवृत्तिः कार्या कारयितव्या अनुमोदनीया च तत्तुल्यम् अन्यत् अन्यायाचरणम् किम् भविष्यति ? परभवे जीवेन पापफलानि अवश्यमेव भोक्तव्यानि । पापाचरणे-नैव जीवः नरकादिभयंकरगतौ दुःसहानि दुःखानि अनुभवन्ति । तस्मादेव भवभीरवः जनाः पापाचरणात् पृथग् भवन्ति । सर्वान् आत्मतुल्यान्

मत्वा कस्यापि पीडा स्यात् तादृशं न कुर्वन्ति न च कारयन्ति । यद्वस्तु स्वस्य प्रतिकूलं दुःखकारि च अस्ति तस्य अन्यप्राणिषु न कदाचिदपि संयोगं कुर्वन्ति । शान्तचित्तेन परस्थितिं सुविचार्य यदि जगति वर्तनं भवेत् तदा कस्यापि किमपि दुःखं करणीयमिति वाञ्छा एव न जागर्यात् । विवेकेन हीनः जनः मिथ्याहन्ताममतादिदोषवशीभूतः परपीडायै मतिं प्रवृत्तिं वा करोति विवेकेन स्वस्य परस्य च स्वरूपं ज्ञात्वा स्वपरयोरहित-मार्गात् निवर्तते । क्षमावान् विवेकी जीव एव यथार्थम् अहिंसाधर्मं पालयितुं प्रभवेत् ।

" आश्रव कर्म आगमन धारे " यतः नवानि नवानि कर्माणि आत्मसम्बद्धानि भवन्ति अर्थात् आत्मना सह शुभाशुभकर्मणां मिश्रणस्य यत्कारणम् विद्यते तत् शास्त्रे आश्रवपदेनाभिधीयते । इन्द्रियविषयाणां सेवनं क्रोधादिदोषाणां वशवर्तित्वम्, अविरतित्वेन वासः, मनसा वाचा कायानां च विचित्रव्यापारकरणम् अथ नवतत्त्वप्रकरणे उक्तानां पञ्चविंशतिक्रियाणां सेवनम् तेन शुभाशुभकर्मणाम् आवर्तनं भवति ॥ उक्तञ्च—

सुखस्य दुःखस्य न कोऽपि दाता परो ददातीति कुबुद्धिरेषा । अहं करोमीति वृथाभिमानः स्वकर्मसूत्रैर्ग्रथितो हि लोकः ॥ अ. रा.

" संवर तास विरोध विचारे " उपर्युक्तम् आश्रवं प्रतिरोद्धुम् तदर्थस्तु—उपर्युक्तैः विविधैः कर्मभिः आत्मना सह मेलने जाते सति शुभानां अशुभानां कर्मणामवरोधः स एव संवरनामधेयः । समित्या मनोवाक्कायानां गोपनस्य अनुकूलानां प्रतिकूलानाम् उपसर्गादिकानाम् क्षमा-दिकानां दशमहतीनां शिक्षानां पालनम् द्वादशभावनया सामायकादिकचारित्र्येण पूर्वोक्तं आश्रवं त्यक्तुं शक्यते 'किन्न साध्यं शुभाचारै'-रिति लोकोक्तिः ।

" निर्मल हंस अंश जिहाँ होय, निर्जरा द्वादशविध तप जोय " यथा हंसः क्षीरनीरयोः पृथक्करणपटुः, तद्यथा श्रूयते पण्डितराज-रचिते ग्रन्थे—

'नीरक्षीरविवेके हंसालस्यं त्वमेव तनुषे चेत् । विश्वस्मिन्नधुनान्यः कुलव्रतं पालयिष्यति कः ॥'

तथा यस्य आत्मनि निर्मले ज्ञानवैराग्ये जाते स्तः स बाह्येन आभ्यन्तरेण च तपसा निर्जरादिकस्य पूर्वजन्मनि संचितस्य कर्मणः क्षयं कर्तुं शक्नुयात् । अनाहारः स्वल्पाहारः नियमेन भोजनपानादिकं नानाविधरसत्यागः शीतोष्णसहिष्णुता नानाविधासनजयेति साधनैः देहदमनम् एतत् सर्वं बाह्यं तपोऽस्ति । एतद् बाह्यं तपः उत्तमया दृष्ट्या कृतं सत् आभ्यन्तरस्य तपसः पोषकं भवति। ज्ञानेन अज्ञानेन कृतानां पापानां शुद्धिः गुरोः समीपे कर्तव्या। गुणिनः समादरणीयाः, साधूनां सेवा कर्तव्या। अभिनवशास्त्रस्याध्ययनं कर्तव्यम् ।अर्हदादि पदं ज्ञात्वा तत्र वृत्तिः स्थिरा कर्तव्या। देहमूर्च्छाम् परित्यज्य परमात्मनः स्वरूपे लीनत्वं तदेव आभ्यन्तरम् तपः उच्यते । समताभावेन शास्त्राज्ञया पूर्वोक्तं तपः कृतं सत् अनेकजन्मसु संचितानि कठिनानि कर्माणि क्षयं प्राप्नुवन्ति । अतः मोक्षार्थिभिः जनैः आत्मनः विशुद्ध्यै उक्तम् उभयविधम् तपः अवश्यं सेव्यम् । तीर्थङ्करैरपि उक्तं तपः कृतं वर्तते ऽत· सर्वैरत्र यतनीयम् ।

" वेद भेद बन्धन दुःखरूप " भेदचतुष्टययुक्तं बन्धनम् अतीव दुःखप्रदम् । परमार्थः ईदृशोऽस्ति नवतत्त्वेषु अनुक्रमेण उक्तं बन्धनं चतुर्विधम्। तत् मोक्षविरोधित्वात् दुःखप्रदायकम् । प्रकृतिबन्धाख्यः स्थितिबन्धाख्यः रसबन्धाख्यः प्रदेशबन्धाख्यः च, आत्मनः ज्ञानादिगुणानाम् आवरणं करोति यः सः प्रकृतिबन्धाख्यः। दीर्घस्य स्वल्पस्य वा कालस्य निश्चयं करोति यः सः स्थितिबन्धाख्यः। १—२—३—४ स्थानानि वा तीव्रमन्दादिकः शुभाशुभो रस· विपाककाले ज्ञातः सः रसबन्धः। तेषा त्रयाणां संग्रहस्वरूपः यः कर्मणा प्रदेशस्य सञ्चयः सः प्रदेशबन्धाख्यः। अयं कर्मबन्धाख्यः शुभः अशुभः च द्विविधः इति द्विविधो भवति। तस्य विशेषाधिकारः कर्मग्रन्थादिभ्यो ज्ञेयः। सः शुभोऽपि सुवर्णस्य पाश इव अशुभश्च लोहस्य पाश इवास्ति । स उभयविधोऽपि दुःखप्रदोऽस्ति इति मत्वा मुमुक्षुभिः सर्वथा त्याज्योऽस्ति ।

